# બુની મેના.

યાને

# બહાદુરે જંગ.

## નાટકના ગાયનો.

છપાવી પ્રસિધ કરનાર

શ્રી સંભુ પ્રસાદ નાટક કંપની

આવૃત્તિ પહેલી પ્રત ૧૦૦૦

સુરત.

"સરસ્વતી" પ્રીન્ટીંગ પ્રેસ.

સંવત ૧૯૬૩ સને ૧૯૦૭

કીમત બે આના.

# શ્રી સંભુ પ્રસાદ નાટક મંડળી.

## ખુની મેના યાને બહાદુરે જંગની

## પ્રવેશવાર હકીકત.



### અંક પહેલો.

### મંગળાચરણ.

પ્રવેશ ૧—મહાલક્ષ્મી માતાના દર્શન કરવા સર્વે બાળાઓનું આવવું. અને પોતાના કાર્યમાં પાર પડવાને માતાને વીનવવું. માતાનો આર્શીવાદ.

પ્રવેશ ૨—મેના અને તેનો યાર સરદારજંગ. નેપાળના રાજા અમરસીંહને ઠાર મારવાનો ઠરાવ.

પ્રવેશ ૩—રંગીલો અને લલીતા. લલીતાને પરણવા સંબંધી રંગીલાની સરત—ફારસ.

પ્રવેશ ૪—અમરસીંહનું શીંહના શીકાર માટે જંગલમાં જવું. પાછળથી સરદારજંગ બંદુક મારી અમરસીંહને ઘાયલ કરે છે. બાદ સરદારજંગનું નાશી જવું.

પ્રવેશ ૫—લલીતાનો માંદા થવાનો ઢોંગ. રંગીલાનો ગભરાટ હવા બગડવાથી લલીતા માંદી પડી છે. એમ સમજી વેદીને બોલાવી મારે છે. પાછળ-

થી ઘેડા આવવાથી રંગીલાને ઘેડ વચ્ચે મારામારી થાય છે. સીપાઇ બધાને પકડી જમાદારને ત્યાં લઇ જવાની ધમકી આપે છે. ઘેડીને નસાડી મુકી રંગીલા પાસે લાંચ માંગે છે. રંગીલો મને જીન આવે છે એમ કહી તેને પકડવા જાય છે. સીપાઇ નાસી જાય છે.

પ્રવેશ ૬—મેના અને રઘુનાથ. રઘુનાથનો પોતાના ભાઇ અમરસીંહ સબંધી દીલગીરી બાદ તેને મળવા જવું.

પ્રવેશ ૭—કસ્તુરચંદશેઠ. પૈસા કમાવા પરદેશ જાય છે. શેઠાણીની રજા. અને ભવીષ્યમાં પૈસાદાર થવાનો આનંદ.

પ્રવેશ ૮—અમરસીંહની મરણ પથારી. અમરસીંહ પોતાના છોકરા બહાદુરની સંભાલ રાખવા ભાઇ રાઘુબાને ભલામણ કરે છે. બાદ અમરસીંહ દેવલોક થાય છે. સભાનો અપ્સોસ.

પ્રવેશ ૯—લલીતાના બાપનો ટેકસીંહ સાથે લલીતાને પરણાવવાનો સંકેત.રંગોલાની દિલગીરી. પોતે જાદુગરનો ડાળ ઘાલી મથુરીયાને લાલપરી બનાવી ટેકસીંહને સતાવવો.

પ્રવેશ ૧૦—મેના પોતાના યાર સરદારજંગ સાથે મધુપાનમાં ચકચુર. પરસ્પર પ્રેમ ગોઠડી.

પ્રવેશ ૧૧—લલીતા અને રંગીલાનો હસ્તં મેળાપ. પાછળથી લલીતાના બાપનું આવવું. તેનો ધિક્કાર. છબીલો અને રંગીલો એ બેનું સુરાતન. ડોસાનો પરણવવાનો ઠરાવ.

ટેબ્લો.

અંક બીજો.

---

પ્રવેશ ૧—રંભાની દિલગીરી. રંગીલો સરદારજંગનું કાવતરૂં પ્રગટ કરે છે. રંભાને બચાવે છે. બાળસીંહનો દીલાસો.

પ્રવેશ ૨—રંગીલાનો સરદારજંગને મારવાનો ઠરાવ.

પ્રવેશ ૩—શેઠાણી (કસ્તુરચંદની.) નીંદ્રામાં સુતી છે. ગુલાબસીંહ નામે ચોર ચોરી કરવા આવે છે. પાછળથી પ્યારમાં સપડાય છે.

પ્રવેશ ૪—મેના રાઘુબાને બહાદુરને મારવા માટે ચડાવે છે. રાઘુબાની આનાકાની. મેનાનું રીસાવું. રાઘુબાની ધીરજ. રાઘુબા જાય છે. સરદારજંગનું આવવું. મેના બહાદુરને મારવા સરદારજંને કહે છે. આનાકાની સાથે સ્વીકારવું બાદ જવું.

પ્રવેશ ૫—લલીતા પોતાના યાર લખો તથા માડોને ઘરમાં ઘાલે છે. પાછળથી લલીતાનો ધણી રંગીલો આવે છે. યારો ઘભરાય છે. બંનેને યુક્તિથી નસાડી મુકે છે. લલીતા સ્ત્રીચરિત્ર ચલાવી રંગીલાને પોતાની ખબર પડવા દેતી નથી.

પ્રવેશ ૬—મેના રાઘુબાને મધુપાન કરાવી ચકચુર કરે છે. સરદારને મારવા રાઘુબા પાસે કરાર લખાવી લે છે. ચીઠીમાં ફેરફાર કરી સરદારજંગને આપે છે.

પ્રવેશ ૭—સરદારજંગ બહાદુરને મારવા તૈયાર થાય છે. રાઘુબા જો માફી આપે તો નહિ મારૂં એમ કહી તેની પાસે લઇ જાય છે.

પ્રવેશ ૮—લખો કરજદાર થઇ ગયો છે. તેથી લલીતા પાસે હાર લેવો. રંગીલો આવે છે. લખો આવવાની વાત ફેરવી નાંખે છે. બાદ જવું.

પ્રવેશ ૯—સરદાજંગ બહાદુરને મારવા રાઘુબા પાસે લાવે છે. રાઘુબાનો મેનાપર તિરસ્કાર. સરદારજંગને મારવાની તૈયારી. મેના અચાનક આવી રાઘુબાને મારે છે. બહાદુરને મારવા જતાં બંને મહેલની નીચે દબાય છે. બહાદુર નાસી જાય છે.

ટેબ્લો.

## અંક ત્રીજો.

---

પ્રવેશ ૧—નિશાધાર બહાદુરની પ્રાર્થના. દિલગીરી.

પ્રવેશ ૨—હંસાનું સખી સાથે બાગમાં આવવું. બહાદુરનું આવી વૃક્ષ પર બેસવું. ગરબો. અચાનક સીંહનું આવવું. હંસાને બહાદુર બચાવે છે. ચંપકસા આવી પોતાને ત્યાં લઇ જાય છે.

પ્રવેશ ૩—શેઠાણીને ગુલાબસિંહની ગમત. કસ્તુરચંદનું આવવું.

પ્રવેશ ૪—મેના રામસીંગ દરવાનપર આસક.

પ્રવેશ ૫—ચંપકસેનનો દરબાર. હંસાને બહાદુર સિંહનો હસ્ત મેળાપ.

પ્રવેશ ૬—રંગીલાનો લલીતાપર તિરસ્કાર. લખો રંગીલાને અચાનક ઘાયલ કરે છે. પ્રેમનો પસ્તાવો. મેના રામસીંગના પ્યારમાં પડી છે એમ જાણી સરદારજંગનું ગુસ્સે થવું. ને મારવાનો ઠરાવ.

પ્રવેશ ૭—લલીતાને લખો આનંદમાં. રંગીલ, લખાને અને લલીતાને મારે છે.

પ્રવેશ ૮—મેનાને રામસીંગ આનંદમાં. સરદારજંગ જોઇ ગુસ્સે થાય છે. સરદાર બંન્નેને મારે છે.

પ્રવેશ ૯—રંગીલાનો સ્ત્રી જાતપર ધિક્કાર.

પ્રવેશ ૧૦—સરદારજંગની સભા. રંગીલાએ લલીતાનું ખુન કર્યું માટે બોલાવવો. ફાંસીની સજા. રંભા ત્થા તેના પુત્રને કેદ.

પ્રવેશ ૧૧—બહાદુર લશ્કર લઇ સરદાર સામા જવાની તૈયારી કરે છે.

પ્રવેશ ૧૨—બહાદુરને સરદાર વચ્ચે લડાઇ. સરદારજંગ મરે છે. જંગલ બદલાઈ રાજ સભા. બહાદુરનો રાજ્યાભિષેક. સર્વનો મેળાપ—આનંદ.

## સમાપ્ત.



# પાત્રોની સમજ.

## પુરૂષ વર્ગ.

અમરસીંહ..............................નેપાળનો રાજા.
રાઘુબા..............................અમરસિંહનો ભાઇ.
સરદારજંગ..................... અમરસિંહનો સેનાપતિ.
બહાદુરસિંહ }
બાળરાજા } ......................અમરસિંહના પુત્રો.
રંગીલો..................અમરસિંહનો નિમકહલાલ નોકર.
ટેકસિંહ..........................સરદારજંગનો સાળો.
ચંપકસેન..............................................રાજા.
લખો }
માદો } ....................................લલીતાના યાર.
ગુલાબસિંહ..............ચોર. પાછળથી લલીતાનો યાર.
પ્રધાન. શેઠ. સિપાઇ વિગેરે.

## સ્ત્રી વર્ગ.

મેના......................................રાઘુબાની સ્ત્રી.
રંભા....................................અમરસિંહની સ્ત્રી.
હંસા...........................ચંપકસેનની પુત્રી.
લલીતા.......................રંગીલાની બીજી સ્ત્રી.
સાહેલી. દાસી. વિગેરે.

# ખુની મેના યાને બહાદુરે જંગ

# નાટકના ગાયનો.

(૧)

સુત્રધાર—મંગળ શ્યામ પરમાનંદ
જય જય શ્રી નંદન નંદ
અચ્યુત અગમ મદનમાર
મુનીમન રંજન સાર સાર મંગળ
શયન સાર ક્ષીર સાગર
કર મુકુંદ વાર વાર મંગળ

( ૨ )

બાળાઓ—આહે કરો માલક્ષ્મીમાત જોડીએ હાથ ફાંભલી ભાત.
દર્શણ દીયો વીનવીયે, જગત જનુની આપનેરે.

સાખી.

સરસ્વતી—બાળાઓ કલ્યાણ થાવ કામ થાશે સીધ.
આશિશ આપુ એટલી પામો સઘળી નીધ.
બાળાઓ—કલજુગમાં છો સાક્ષાત નમીયે સંઘાત
અબીલ ગુલાલ ને પુષ્પ વધાવો સૌ સંતાપનેરે સા.

( ૩ )

બાળાઓ—મગન મગન બની જશને જમાવો, મોન કીર્તી વધાવો.
મગન
આજ દિવસ અતી આનંદ પ્રસરાયો ઉમંગ ઉમંગ
રંગ રાગ મચાવો મગન

જોય જોય બાળીમાં દીનની હથાળી વિજય વિજય બાજ
અંહી ફરકાવો મગન

( ૪ )

મેના—આવો આવો લાવો લાવો આ રદયમાં જવાળા પ્રગટી
પ્યારા બુઝાવો.
સરદારજંગ—વાલી રસીલી મોહનારે સીદને અકળાઓ
મેના—જાઓ છકેલા મને ના બોલાવો.
સરદારજંગ—શું આભાવો મને ના બોલાવો.
મેના—આ રદયમાં જવાળા પ્રગટી પ્યારા બુઝાવો આવો.

( ૫ )

રંગીલો—લલીતા કેદી મળેનાર રંગીલો હું છું ભરથાર
મળવાનો કીધો વાયદો લલીતાએ આજ
હાય લલીતા, વોય લલીતા પ્યારી લલીતા વાલી લલીતા
લલીતા
બંદા ઇસ્કીટાઇટ થઇ આવ્યા છે. લલીતાને કાજ
હાય લલીતા વોય લલીતા પ્યારી લલીતા વાલી લલીતા
લલીતા

( ૬ )

લલીતા—જાંજર જોશે પગના ઝુમણુ નવી ફેસનના.
વળી એરીંગ જડેલાં હીરાના જાંજર.
મને બંગડી સોનાની ઘડાવો માંહી ચુની હીરાની જડાવો.
સાડી લાવો પોલકાં સીવડાવો.
રંગીલો—તુને બંગડી સોનાની ઘડાવું રે માંહી ચુની હીરાની જડાવું.
સાડી લાવું પોલકાં સીવડાવું.

લલીતા—પાલવાપર જાવ મોટરકાર તું લઈઆવ તેમાં મને બેસાર.
હું તો ચાલું ધીરી ચાલ અરે જાવ જાવ જાવ.
રંગીલો—ચલાવ ચલાવ એ છોકરા કુચરાઈ જઈશ—ચલાવ મોટરકાર.
આવે છે બેસી જાજા તું જાન ધરીનેરે તું ધ્યાન,
લલીતા—મને બંગડી.

(૭)

અમરસીંહ—સીંહ આવે છે ઊછળતો મોડીએ ફાળ ભરતો
હવે નથી એ છેટો થાઓ સર્વે હુસીયાર
સીપાઈ—છીએ સર્વે તૈયાર નહિ ડરવાના લગાર
આવવા દીયો આવવા એક પલમાં છે મરનાર

(૮)

લલીતા—હું નાજુકડી વળી લટકાળી મટકાળી ચટકાદાર
રંગીલાને હું પાણી ભરાવું થઇ કરી સરદાર હું.
આજ આવે તો રીસાઇ બેસું જોઉં તેનો હું પ્યાર.
પગે લગાડું ને રોવરાવું કરૂં ઘણો લાચાર હું.

(૯)

ઢેડ—મારી નાંખુ આજે છોડું નહિ હાંને મારે મારી બાઇડીને.
રંગીલો—મારી નાંખું આજ છોડું નહિ ઊતારૂં તારી લાયરીને
ઢેડ—દોડો દોડો હપાઇ હાબ મરી ગયો.
રંગીલો—કેમ જાહનમમાં તું ન ગયો.
સીપાઇ—કેમ કરો છો મારામારી.
ઢેડ—માર માર્યો હેઠજીએ બહુ ભારી.
સીપાઇ—કમબકતી આવી છે તમારી ચાલો બંન્ને જમાદારના, [illegible]
મારી નાંખું

(૧૦)

શેઠાણી—આવજો વેલા તમે શેઠજી વેપાર કરીને
કસ્તુરચંદ—હાંહાં વાહ વાહ અરે આવીશ વેલો ગામથીરે
પૈસા એકઠા બહુ કરીને અગડમ બગડમ વાળી ગોટા
ધુતીશ બધાને
શેઠાણી—આવજો-એથી આપણા ગામમાંરે સુખ દુનીયામાં લઇશું.
લ્હાવો વિચાર મનમાં લઇને હમો સુખે રહીશું આ.

(૧૧)

લાલપરી—આજ છેલ છોગાળારે પાંચે પકવાનથી જમાડું
હાંરે તેલ અંગે ચોળીને નવરાવું. આજ.
ટેકસીંહ—વાહવા એ વાહવા લટકારી નારી
લાલપરી—જી પ્યારી તમારી હું છું આભારી.
ટેકસીંહ—હવે ચાલીયે.
લાલપરી—નાથ બન્ને ઝાલીયે હાંજી મારા લટકારારે.

(૧૨)

મેના—આનંદ આનંદ અંગ અપાર
આવીન વળી અમરસીંગ સરદાર આનંદ
પહેલાં કઢાવું રાણી રંભાનું નામ
રહેવા ના દઉં નેપાલનું નામ આનંદ
આવે પ્યારે રંગે ભોળાવું
સ્ત્રીચરીત્રથી કામ બનાવું આનંદ

(૧૩)

મેના—આજ કપટ તણી હું બાજી બીછાવું.
સરદારજંગને હું લટ્ટુ બનાવું. આજ

પાઉં મધુ પ્યાલી મુજ આથ ધાલી
રંગે ચડાવી જોબનીયે ઝુલાવું આજ
લટકો ને મટકો ને ચટકો બતાવી
ગળે હાથ નાંખી મીઠાં ભોજન જમાડું આજ

(૧૪)

મેના—લીયો લીયો છબીલા શ્યામ પ્યાલી પ્રેમ તણી
સરદારજંગ—લાવો રમણી.
મેના—લીયો—લીયો મતવાલા લટકાળા છોગાળા
સરદારજંગ—વાલી નવોઢા છો રમણી લીયો.

(૧૫)

સરદારજંગ—રીસા ના ઘેલી રીસા ના ઘેલી છો વ્હાલી રંગતણી રેલી.
મેના—જાઓ જાઓ મને નહી બોલાવો.
સરદારજંગ—અરે વાહ વાહ વાહ રીસાના.
મેના—ભોળીને નહી સતાવો.
સરદારજંગ—અરે વાહ વાહ વાહ રીસાના
મેના—આ ચાલી આ ચાલી આ ચાલી રીસાના

(૧૬)

લલીતા—હું ગુલલાલા નવેલી સાંભળને તું બેની
વળી જોબન ખીલ્યું જાણે કલી
હંસણી સરખા ચાલ છે મારી
હું માયા મોહનને નીહાળી
મોટા ભુપ ગયા કંઇ ઢળી ઢળી. હું
રંગીલો—આહાહાહા.
છબીલો—વાહ વાહ વાહ ...
લલીતા—હું.

(૧૭)

રંગીલો—કપટીથી દુનિયાં લોભાય યાર ભલી બાજી ખેલાય
અતી આ ડંકા બજાય.
પોલી વેણુ વાગે છે. પોલી બંસી વાગે છે.
પોલો તંબુરો વાગે છે, પોલો સાજ ગાજે છે.
પોલંમપોલા સઘળે ગડબડ ઘોલા સઘળે કપટી.

## અંક ૨ જો.

(૧૮)

રંભા—પ્રાણુ પતિ ગયા છોડી હાયરે પ્રથમ મુજ નહી પડી કાયરે.
દુઃખ આવી પડયું કહું કયાંયરે વિયોગ આપનો બળે છે લાયરે.
દિવસ દોયલા કેમ જાયરે પ્રભુ તુજ ઘેર આવો ન્યાયરે.

(૧૯)

બાળસિંહ—કેમ માતા મારી રડે છે, કોની તું બીક ધરે છે
તારૂં જે જે નામ લીયે તો તેને મારૂં ઠાર
સીંહળ સુત કેમ રેહશે મારૂં આ તલવાર કેમ.

(૨૦)

ગુલાબસીંહ--રહું છું શેરમાં ફરૂં આનંદમાં ચોરીનો ધંધો છે મારો
જાહેર જગમાંય
લુટી ખુટી ધન લઇ આવી બેસુ ઘર માંય
જો સુખેથી નહિ આપે તો ઠાર કરૂં પલમાંય.-રહું છુ.

(૨૧)

શેઠાણી—કરીએ મોજ પ્યારા મન મારૂં હરનાર
ગુલાબસીંહ—વાહવા વાહવા આવીશ રોજ રાત્રે
આરીશ મોજ અત્રે

શેઠાણી—કરીએ મોજ પ્યારા મન મારૂં હરનાર
પ્યારા સુંદરી હાજર છે હજાર વાર
ગુલાબસીંહ—ત્યારે રોજ આવીશ હું તમારે દુવાર
શેઠાણી—રંગ જમાવો
ગુલાબસીંહ—સંગ સોહાવો
શેઠાણી—વચનજ પ્રચ્છું.
ગુલાબસીંહ—પ્રેમીજ એક છું. વાહવા વાહવા
શેઠાણી—કરીએ મોજ પ્યારા મન મારૂં હરખાય

( ૨૨ )

મેના—છોડો છોડો જીઆીલા હાથ જાણ્યાં મેં તમને નાથ
મુજ ભોળીને સીદ ભરમાવો.
રાણુબા—દીલ કરીયે નહિ આવું કાચું.
મેના—હું મેલે કદી નહિ આવું
રાણુબા—આ બોલે છે શું.
મેના—શત કહું છું હું જાઓ નાથ રહો તેનીજ સાથ–મુજ

( ૨૩ )

મેના—વેલા વેલા આવજો વ્હાલા છો મારા હૃદયાના હાર
હાંરે પ્રીતમ છો મારા હૃદયાના હાર.
સરદારજંગ—બોલ તમારા કાલા કાલા મારો નહીં આંખડીના માર
હાંરે પ્યારી મારો નહી આંખડીના માર
મેના—વેલા મળજો જલદી વળજો ઝુલાબી રદયે મોઝાર
હાંરે પ્રીતમ ઝુલાવી રદય મોઝાર
સરદારજંગ—ઝટ આવીશ ઘેલી ચતુરા છો મુજ પ્રાણ આધાર
હાંરે પીયારી છો મુજ પ્રાણ આધાર.
મેના—વેલા વેલા.

(૨૪)

લલીતા—હું લલીતા મદમાતી વળી સતીઓમાં પંકાતી
હાથમાં માળા લેતી વળી ભક્તાણી કેવાતી
મારી હંસણી સરખી ચાલ વળી નાગણ સરખા બાલ
ગોરા ગુલાબ સરખા ગાલ મારી અનાર સરખી છાતી
વળી સતીઓમાં પંકાતી મળે મને સોબીલો લાલ
રાખું હૈયા કરીને હાર નથી પીડા આ સહેવાતી. વળી.

(૨૫)

રંગીલો—ભલે ને માણસ વાતું કરે આપણો મેલ એ ધોયા કરે.
સતી સાધવી તું છે મારી ભલેને માથું કુટી મરે આપણો.
લલીતા—હવે બરાબર મારા લટકાળા સ્યામ.
રંગીલો—છે મારા સુખનું આરામ છે કોઇની આવી રૂપાળી
લલીતા—કેવા દીધા બનાવી.
રંગીલો—ચાલો લટકેથી ધીરે ધીરે. આપણો.

(૨૬)

મેના—પીયો પ્યારા પ્રિતમ મધુપાન મઝેદાર
બધી જીંદગીનો યાર મધુપાન સાર સાર
લીજીએ પ્રેમ જામ અંતરને શાંત કરો
ઉમંગ રંગે વહેશે સદા પ્રેમ ઝરો
રંગીલા રસીલા છબીલા દીલદાર પીયો.
યૌવન ગુલાબને મધુપાનનું સીંચન તો કરો
મુખડું ગુલાબસમ ગુલાબી રંગે ખુબ ભરો
આ ભયરી તમ ઉપર ગુંજારશે અપાર પીયો.

(૨૭)

મેના—રસીક સલુણા મારા પ્રેમના પરોણા રહેજો દરશન તન-
મન રામરામ દરસન તનમન રામ રામ.

સરદારજંગ—મધુરી મધુરી પ્રીયા પ્રેમની છો પુરી સ્નેહબાણ પ્રેમ ધ-
રી પ્રીય રામ રામ, પ્રીય રામ રામ.

મેના—દરશન તન મન રામ રામ રસીક.

સરદારજંગ—ધાર્યું હશે કમળા કાંતે.

મેના—આવી મળજો એકાંતે શું ત્યારે ચંદ્ર કુમુદને ટવળાવશે

સરદારજંગ—નાના ભગવટ બેટો કરાવશે. રામ રામ મધુરી.

(૨૮)

સરદારજંગ—દીધેલી ઇસ્કામત મારી જલદી દે બહાદુર તું
લીધા વગર નહી જવાનો માટે તુજને કહું છું હું
મરતાં પેહેલાં ખબર હોત તો હું તને શું કામ દહું
નહી આપે જો બહાદુર મુજને તો હું તારો જાન લહું.

(૨૯)

સંગીતા—ઘેલી કીધી છે છેલા મુજને કામણ કરી.
બાણ મારો મા છેલા નેણ ભરી ભરી ઘેલી.
ગાલ ગુલાબીયા અધરામૃત સ્યો વાલા
કાચી કેરીને કરી પાકી ધરી ધરી ઘેલી.
ચાલોને માલોને યોવન બગીચે
વાગ્યો પ્રેમ કાંટો હું તો ગઇ મરી ઘેલી
પ્રેમ સળગે છે હવે હળવે હળવે ચાલજો
વાગ્યો પ્રેમ કાંટાની આ વેદના ભારી ભારી ઘેલી.

( ૩૦ )

બહાદુર— આવો કેવો સંકટ સમય પ્રભુ
વ્હાલાં હતાં તે વેગળાં બેઠાં માથે પડ્યું દુઃખ ભારી આ.
ઊંચે આભ ને નીચે ધરતી હું પ્રભુ લેને ઉગારી આ.

## અંક ૩ જો.

( ૩૧ )

બહાદુર—કર્યો છે દુઃખા ભારી હાલત આશી મારી
પ્રભુ કળા છે ન્યારી કરૂં કયાં લાચારી

સાખી.

મા તું પણ મુજ ગુમ થઇ મુજ જીવન જનીતા.
નાનો ભાઇ પણ કયાં ગયો મેળવ તું દાતાર.
ભુખે ચડે છે ખાલી કાંટા ભોકાય ભારી
સુધી ભુલ્યો છે સારી અન્યાય ઘેર તારી

( ૩૨ )

હંસા—સાહેલી મારી ચાલો લટકાળી પ્રેમ ધરીને જગ્તજનુની વીનવીયે.
સાંત કરનારી એએ જયકારી સર્વે મળી તેને નમીએ.
દાસીઓ—મોગરો કેતકી ચંપો કેવળો પુસ્પ માળ હસ્તે ધરીયે
ગુલાબ આદી ચંદન સુગંધી દયાળુ માતાને વધાવીયે
લટકો ને મટકો ને ચટકો કરીને મનવાંછીત ફળ જઇ લઇએ સાહેલી.

( ૩૩ )

હંસા—હાય આ દરદે જીવ મુંઝાયે આ રદયમાં કાંઇ કાંઇ થાએ
ડોડો ડોડો સખીયો મારી વાગી અજબ કટારી

આ કલેજું બળી ભસ્મ થાયે અનંગે ઘેલી કીધી
સુધ બુધ હરી લીધી ન આતાવ પડું છું તારે પાય      હાય.

( ૩૪ )

સર્વ દાસીયો—વાલી વસંત વરમાળીઓ વરમાળી સમ શોભાવે સંગી
સુખ પાવે
કુક કોયલડી કદમ ડાળ ચડી વીરહ શીત વેણુ લ-
લચાવેરે સંગી સુખ પાવે

સાખી.

વસંત વર વીલસી રહ્યો કોયલ કરે કલોલ.
સુરભી સીતલ દેવી જે હર્સીત બોલે મોર.
રંગે બેરંગી સણગારરે શોભીતો સખાની સંગે.
એવા તંબોળ ગુંજાર મોર મધુગર મધ મદ રંગે.
ઘેલુડી ઘેલછા લાગીરે લલુલતા લલનાના દુભાવે સંગી
સુખ પાવે વીરહને રોવરાવેરે દુઃખમાં દબાવે સંગી

( ૩૫ )

બહાદુર—તુંતો રૂપાળી પ્રાણ છોટી ચીતમાં ગઇ
હંસા—હુંતો સદાની દાશી મારા પ્યારાની થઇ
બહાદુર—વાહવાહ રસીલી સ્નેહ નદી રહીશી વહી
હંસા—પીયુ નદીને મેઘ ભર ઉપર રહી
બહાદુર—ઉંચી લેર છુટી સેર છલબલ છબીલી
હંસા—બહુ ભોલાવા લોલાવણી કેવી રસીલી, સાણા થોડા
થાઓ વાલા.
બહાદુર—સાણી બોલ બોલે કાલા.
હંસા—ઓય મા કેવા ધુતારા કામણગારા હમારા      વાહ.
બહાદુર—સાબાસ,      તુંતો.

( ૩૬ )

ગુલાબસીંહ—બોલો બોલો પ્યારી જાન જરા બોલી તો બતાવ
શેઠાણી—અરે જાવ છેટે જાવ મને વધુ ના સતાવ
ગુલાબસીંહ—મારૂં કહ્યું વાલી માન
શેઠાણી—અરે ના ના ના ના ના.
ગુલાબસીંહ—કે તો અર્પું હું તો જાન.
શેઠાણી—અરે ના ના ના ના ના.
ગુલાબસીંહ—સુંદર દાગીના પહેરાંવી
શેઠાણી—અરે હા હા હા હા હા. બોલો.

( ૩૭ )

શેઠાણી—પ્રીતમ મુજ પ્રાણ આધાર
શેઠ—વારી જાઉં છબીલી નાર
શેઠાણી—રસીક મારા હૃદયના હાર
શેઠ—બચુકડી આવે બહુ પ્યાર.
શેઠાણી—વેહેલા જઇને આવ્યા પ્યારા ખુશી થાઉં દીલમાં મારા.
પ્રીતમ.

( ૩૮ )

મેના—પ્રીતડી પરદેશીની કરવી નહિ જાય ચા.........લી.
લગાડે નેહ માઝી રોવરાવે જાય ચા.........લી.

સાખી.

ઉનાળાનું માવઠું વીવા વીનાના ગીત
પ્રેમ વીનાનું પરણવું એવી પરદેશી તણી પ્રીત
મને પાછળથી બાળા થઇને ઘેલી બે.........લી.

સાખી.

પ્રીત પ્રીત સૌ કો કરે એ પાઠ નથી સહેલ
કહે વીઠલ પીયુડા પ્રીત પાણીની રીત
ખરે પાછળથી પેલાં લાગશે વાલા વા.........લી પ્રી.

( ૩૯ )

રંગીલ—જગતમાં ભાઇ પ્રીતડી કરશો નહી કોઇ
નારીઓ નેડા સોમલ ખાધેલા જેવા
તમને મુકીને એ બીજાને જાશે ભાઇ
નાગણથી છે એ સવાઈ જગતમાં
સીસ કાપી દીઓ ખોળામાં એને ભાઇ તો પણ બીજે
જનારી જગતમાં

( ૪૦ )

સરદારજંગ—ગજબ થયો ભારીરે પ્યાર પલટયો કપટી મેના
ધીક છે તારી યારીરે ગજબ
બને કાગડી હંસની જેવી ફરીને બગડશે કદી ન
સુધરશે.
આખર દુરાચારીરે ગજબ.
જોઉં નજરે દુષ્ટ નારી વાત જો ખરી પડે વ્યભી-
ચારી તે ઠરે.
મારૂં ખંજર કારીરે ગજબ.

( ૪૧ )

બનીતા—છું ભોગી ભમરની લાલચુરે હું માલણ.
રંગીલા જેવાને રમાડુ છું સોહાગણ.
એક નચાવું બીજાને ભમાવું ત્રીજાને હું અંગુઠો બતાવું.

રંગીલાને હુ રોવરાવુ રે. ક્ષુ માલણુ.
દરશણુ જાવું સતી કહાવું ઘરમાં પ્રતીવ્રતા થઇ જાવુ.
ભલ ભલાને પાણી પાઊ રે. ક્ષુ માલણ.

( ૪૨ )

લખો—છો મારી દીલ જાનરે છો મારી દીલજાન
લલીતા—ભુલાવ્યું મારૂં ભાનરે ભુલાવ્યુ મારૂં ભાન
લખો—જમશું રમશું આનંદ કરશું
લલીતા—અધરામૃતનું વારી પીશુ.
લખો—તું રાધા હું કાનરે છો.

( ૪૩ )

મેના—જાજો નહિ પ્રીત લગાડી મુને વાલા
રામસીંગ—મેના તારા નામની લીધી છે માળા
મેના—છો મારા રસીક લટકાળા
રામસીંગ—ચુમંદ દે પ્યારી
મેના—ગઇ છું વારી જાણ્યા જાણ્યા મેં છેલ લટકાળા
રામસીંગ—આવો અહીં પાઓને પ્રેમના પ્યાલા છો.

( ૪૪ )

રંગીલો—ધીક ધીક તને ધીકાર છે ભુંડી તને ધીકાર છે
જા હીણી ગમાર કીધો નહી વિચાર ધીક.
હાથે કરી અસાર તેં જીંદગી પસાર ધીક.
કીધો નહી વીચાર થઇ તું ખુવાર ધીક.

( ૪૫ )

બહાદુર—સુરવીરો રણુ ધીરો લઇ તીરો બળ વીરો સત્રુને સંહારો
કર લઇ તરવાર

સીપાઇઓ---પાપીને પોંચાડો પાર પાર દુશ્મનને કરો ઠાર ઠાર.
સુરવીરો.

( ૪૬ )

સર્વે---આજ દીન આનંદ ન ઉરમાં સમાય
હરખાય મલકાય મન સુખ સમાય આજ.
તનની મનની જનની ખુબ ખુબી ન્યારી જણાય આજ.

